શ્રી

# ઉન્નતિ પ્રકાશ.

રચી પ્રસીદ્ધ કર્તા.

ઈશ્વરલાલ મોહનલાલ ઠાકર.

મુ. આજોલ.

( ઉત્તર ગુજરાત )



સંવત ૧૯૬૯. સને ૧૯૧૩.

આવૃતી ૧ લી. પ્રત ૧૨૦૦.

કીંમત ૦—૧—૦.

## વાંચો. પ્રસ્તાવના. વાંચો.

દુનિયાના દરેક પ્રાણીને સુખની ઇચ્છા હોય છે પણ તેનો રસ્તો
ન જડવાથી ઘણાક માણસો ઉલટાં ગોથાં ખાયા કરે છે. જો
સુજન વર્ગને તે ખરો રસ્તો ખોળવો હોય તો આ પુસ્તક
વાંચવાની જરૂર છે સંસારમાં આપણે શી
ફરજો બજાવવી અને કયા રસ્તે વર્તવાથી
સુખી થવાશે તે સબંધીનું કેટલુંક જ્ઞાન
પ્રાપ્ત થવા જેવું છે તે વાંચવાથી ખાત્રી
થશે. અને તેનું ટુકાણમાં વિવેચન
જણાવેલું છે જેથી વાંચનારને
હર્ષ થયા વિના રહેશે નહિ
ઘણું કરી વિદ્યાર્થી વર્ગને
તો પાસે રાખી વાંચ-
વુંજ જોઇએ.

# ઉન્નતિ પ્રકાશ.

## હરિગીત છંદ.

સુભ શક્તિને વંદન કરી, પ્રણમુંછું હું વિશ્વશને,
હિન્દ દેવી સહાય કરજો, ભાગ્યહિન આ દેશને;
આર્ય ઉત્સુક નર વિરો આ, આર્યાવર્ત ઉર ધારજો,
દેશોન્નતી શુભ કાર્યમાં તમે, ચિત્તને સાધિત કરો. ૧
શ્રીમંતને ધીમંત ધીર કદિ ધર્મથી ચુકશો નહિ,
હુન્નર રૂપિ રણુ ઝુઝવી, યશ મેળવો ભારત મહિ;
ઉદ્યોગની વિશાળ શાળા, દેશ માંહે ખોલીને,
આશીષ લઇ લો બાળની, તન મનને ધન રોળીને ૨

---

## જન્મીને શું કરવું.

જગમાં જન્મીને શું કરવું, ભણીગણી ડાહ્યા થઇ વીચરવું.
,, માબાપ શેવામાં ચિત્ત ધરવું.
,, નીતિ માર્ગે રહી ઉદર ભરવું
,, સંસાર સુધારામાં ફરવું.
,, સૌ સત્ય પ્રીયને હિત વદવું
,, નીતિ બીજ વાવીને મરવું
,, દેશની સેવામાં ચિત્ત ધરવું
,, સ્વદેશ ઉદ્ધારી ઉદ્ધરવું

,, સદ્‌ગુણ સેવી હરીમાં રમવું
,, સૌ સ્વાર્થ તજી પ્રભુમાં ઠરવું
,, વાસના તજી ચિત્ત સ્થિર કરવું
,, મરવાની પહેલાંથી તરવું

---

## વિદ્યા વિષે

ધન ચોરે લૂટાયને, ખાધે ખૂટી જાય,
વિદ્યા અખૂટ ગુપ્ત ધન, ચોરે નવ લેવાય;
વિદ્યા ધન સૌ ધન વિષે, સર્વોતમ કહેવાય,
અક્ષય અમુલ્યને વળી, ચોરે નવ લેવાય.
નીચમાંથી વિદ્યા લહો, કનક પડયું હોય કીચ,
વીખમાંથી અમૃત લહો, સ્ત્રી રત્ન કુળ નીચ;
શીયળ રૂપ નારી તણું, ક્ષમા તપસ્વી રૂપ,
કોયલ કેર રૂપ સ્વર, વિધ રૂપ કુરૂપ.
જનના મન વિદ્યા રહી, નિશ્ચય એવા જાણ
જેમ બીજમાંહી રહ્યું, ઝાડ નકી પરમાણ;
નૃપતિ વિદ્યા નહિ લૂંટીલે, ભાઇ ન માગે ભાગ,
ભાર કશો નવ દેહને, વાપરી થાય અથાગ.
સાપ ચોર કે અગ્નીની, કશી ન તેને બીક,
દેશપતિ સન માનદે, ખાન પાન બહુ ઠીક;

વિદ્યા સમકો ધન નહિ, અમૃત ફળ દાતાર,
કલ્પ વૃક્ષ સમ જાણવી, સર્વોતમ સુખકાજ.

---

## ધન પ્રાપ્ત કરવાનાં સાધન.

ધૈર્ય, શાન્તિ, ઇંદ્રિય નિગ્રહ, પવિત્રતા, કરૂણા, મૃદુ ભાષણ અને મિત્ર પ્રીતિ એ ધન પ્રાપ્ત કરવાના સાધન છે અને પ્રયત્ન, ઇંદ્રિય નિગ્રહ, ચતુરાઇ, સાવધપણું, ધૈર્ય સ્મરણશક્તિ અને વિચાર પૂર્વક કૃત્ય કરવા એ મોટાઇનાં કારણ છે.

---

## પંડિતનાં લક્ષણ.

આત્મજ્ઞાન, સારી વાતનો આરંભ, સહન શીલતા નિરંતર ધર્મ નિષ્ઠા, સ્તુત્ય કર્મ, નિંદ્ય કર્મ ન કરવાં આસ્તિકતા અને ધર્મપર શ્રદ્ધા, ક્રોધ હર્ષ અને બીજાનું અપમાન કરવાની ટેવ ન રાખવી નિર્લજપણું અને મોટાઇ રાખતો નથી જેનાં યોજેલા કામ અને વિચાર પહેલેથી કોઇના જાણવામાં આવતાં નથી કર્યા કેડે જણાય છે ટાઢ તડકો, ભય ઉપભોગની ઇચ્છા વૈભવ અને દરીદ્રતા એ જેના કામમાં અડચણ કરતાં નથી, ઝટ સમજી જવું, શાન્ત પણે સાંભળી લેવું, સમજીને કામ કરવું અને પૂછ્યા વિના લોકોને શાણપણ ન શીખવવું, મુવાનો શોક કરતા નથી આપતી વખતે મુઝાતા નથી નિશ્ચય કરીને આરંભ કરે છે, આરંભ કરી અધવચ

છોડી દેતા નથી મન સ્વાધિન રાખે છે, શેહ ખાતો નથી સમય સૂચક છે, શીખેલું ધ્યાનમાં રહે છે.

---

## વિપત્તિ ટાળવાને શું કરવું.

વિપત્તિને પુંઠ નહિ પણ આંખ દેખાડો તોજ તમારા પર આવતી વિપત્તિ તમને નવ ગજના નમસ્કાર કરતી દૂર ભાગશે વિપત્તિ પર જયાં સુધી દયા ખાશો અને તેનું પાલણ પોષણ કરશો ત્યાં સુધી તે તમારાથી અળગી થશે નહિ પણ જરા ચમત્કાર દેખાડશો ત્યારેજ તે નમસ્કાર કરતી તમારાથી દૂર થશે અને ભય પામી તમે જોશો તો તમારી દુર્બળતાને જોઇ તે ચાર ઘણી વીકટ થઇને તમને દર્શન આપશે પરંતુ હૃદયના બળ અને આગ્રહ પૂર્વક તેના સનમુખ ધસશો તો આકાશમાં વીજળી ચમકીને જેમ અદસ્ય થઇ જાય તેમ તમારા જોત જોતામાં તે અળપાઇ જશે કુતરાની સન્મુખ થતાં કુતરૂ જેમ તત્કાળ દોડી જાય છે તેમ વિપત્તિ પ્રતિ કરડી આંખથી જોવાથી તે ઉભી પુંછડીએ નાશી જાય છે માત્ર બળ પૂર્વક તેના સન્મુખ થતાં આવડવું જોઇએ હાથે કરીને બિંદુ જેવડી વિપત્તીને સીંધુ જેવડી કરી નાખવી નહિ ભય શંકા વગેરેના વિચાર રૂપી વિપત્તીઓના દૂતોથી સાવધ રહો કારણ કે તે ચેતવણી આપનાર સ્વર છે.

---

## બુદ્ધિ માન થવા વિષે.

કામ અને ક્રોધનો ત્યાગ કરે છે. સુપાત્રને દાન આપે છે; સાર અસાર જાણે છે, ઝડપથી કામ કરે છે દુર્બળનું અપમાન કરતો નથી પ્રસંગ આવે શત્રુની પણ સાવધ પણે શેવા કરે છે બળવાન જોડે વેર બાંધતો નથી યોગ્ય સમયે પરાક્રમ કરે છે, દેશના આચાર અને રીતભાત જાણે છે, જાતિ ધર્મ જાણે છે, દંભ, મોહ, મત્સર, પાપ કર્મ મંડળી જોડે ગર્વિષ્ટ ઉન્મત અને દુર્જન જોડે વાદ એ સઘળું છોડી દેછે.

---

## સુખી થવા વિષે.

ધન લાભ, શરીર સુખ, મધુર ભાષણ કરનાર સ્ત્રી, આજ્ઞા પાળનાર પુત્ર અને જેથી દ્રવ્ય પ્રાપ્ત થાય એવી વિદ્યા આરોગ્ય કરજ ન હોવું, પ્રવાસ કરવાની જરૂર ન હોવી, સાધુ પુરૂષની સંગત, પેટપુર આવક અને કોઇનો ભય ન હોવો, વિના કારણ ઘરમાંથી બહાર જતો નથી દુષ્ટની સોબત કરતો નથી, પારકી સ્ત્રીની ઇચ્છા કરતો નથી, ઢોંગ અને ચોરી કરતો નથી અને મદ્યપાન કરતો નથી એ સદા સુખી રહે છે.

---

## લોક પ્રીતિ મેળવવા વિષે.

પૂછવાથી ખરૂં બોલવું લોક જોડે ટંટો ન કરવો, માન ન મળે તો ગુસ્સે થવું નહિ કોઇની અદેખાઇ કે નીંદા કરવી નહિ મોટા જોડે વિરોધ ન કરવો નકામું બોલવું નહિ, કોઇ ગાળ દેતો સહન કરવી.

---

## સત્કર્મ.

સત્ય, દાન, ઉદ્યોગ, અદેખાઇ ન કરવી ક્ષમા અને ધૈર્ય એ ૭ ગુણનો પુરૂષે કદી પણ ત્યાગ ન કરવો, મનુષ્ય સદા કર્મ મન અને વાણીથી જે કરે છે તેના જેવી તેની બુદ્ધિ થાય છે, સદ્‌કર્મ ધર્માચરણ, વિદ્યા, પ્રયત્ન, નિષ્કપટપણું અને વારંવાર સાધુની સંગત એ મનુષ્યનો ઉદય કરે છે મનમાં ખેદ ન કરવો એ સંપત્તિનું લાભનું અને કલ્યાણનું મૂળ છે.

---

## મિત્ર વિષે.

જેના ક્રોધનો પોતાને ભય લાગે છે, અને શંકા લાવી બોલવું પડે છે તે મિત્ર નથી પરંતુ જેનાપર બાપની પેઠે વિશ્વાસ રાખવાને હરકત નથી તેજ મિત્ર બાકીના સોબતી જાણવા, કોઇ પણ પ્રકારનો સબંધ ન છતાં મિત્રતાથી જે પોતાની જોડે વર્તે છે તેને પોતાનો મિત્ર અને બંધુ જાણવો.

---

## પૈસાને શું કરવો.

મનુષ્યે સર્વદા પૈસાનો સદ્ ઉપયોગ કરવો જોઇએ તેનો કોઇ દિવસ નઠારા રસ્તે ઉપયોગ કરવો નહિ કંજુસ માણસ પોતાની પુંજીનો સદ્ ઉપયોગ કરી શકતો નથી અને પોતે પોતાની જરૂરીયાતો પૂરી પાડી શકતો નથી, માટે શ્રીમંતોએ પોતાની પુંજીનો અમુક ભાગ બીજે રસ્તે વાપરવા કરતાં ખાસ કરીને યુવાન નરોને કેળવણી આપવા સારૂ વિદ્યા સંપાદન કરાવવી જોઇએ આથી પોતાનું નામ અમર રહેશે અને બીચારા બાળકો સુખેથી કેળવણી ગ્રહણ કરી શકશે અથવા પૈસાનો ઉપયોગ એવો થવો જોઇએ કે ગરીબ વર્ગને હુનર આદિ કારખાનાં ઉઘાડી ધંધે લગાડવા કે જેથી સારી પાયરીપર ચડી શકે. શ્રીમંતો પોતાની ફરજ સમજી પોતાની પુંજીનો ઉપયોગ સારી રીતે કરી શકે તો આપણા દેશનો ઉદ્ધાર થયા વિના રહેજ નહિ.

પૈસાનો સદ્ ઉપયોગ ન કરે તો છેવટે ઘણુંજ નરસાં પરીણામ આવે છે, ભાઇ પિતા, સગાં વ્હાલાં કુસંપ કજીયો કરે છે, વિશ્વાસઘાત કરે છે અને ઐક્યતા છોડે છે પૈસો તે એવી ચીજ છે કે જેથી સંપ જરાવાર પણ ટકી શકતો નથી.

---

## ક્રોધથી ઉત્પન્ન થનાર દોષ.

મમયા, જુગટું, દિવસે ઉંઘવું, પારકાની નિંદા ગાવું, બજાવવું, નાચ અને નકામા ફર્યા કરવું એનો ત્યાગ કરવો, પૈશુન્ય,

સાહસ, દ્રોહ, અદેખાઇ બીજાના ગુણુને દોષ લગાડવો પારકાનું દ્રવ્ય લેવું કઠોર ભાષણ અને ક્રુર દંડ એટલાનો ત્યાગ કરવો.

---

## સુબોધ વચન.

૧ કામ અને ક્રોધનો ડાહ્યા માણસે ત્યાગ કરવો.

૨ શાહુકારી સાચવ્યાથી એક પૈસામાં રાજ્ય મળે.

૩ કોઇનું અપમાન થાય એવાં આચરણ રાખવાં નહિ તથા ક્રોધ ભરી અને લુખી વાણીનો ત્યાગ કરવો.

૪ ઉધારે ચીજ લાવવી નહિ.

૫ જાત મહેનત વિના જર અને જશ મળતો નથી.

૬ નાગરવેલનાં પત્રને ફલ, રાજહંસ, તુરંગમ સિંહ, ગજને સત્પુરૂષ એ વિદેશ સંચરે તેમ તેમ મૂલ્યમાં વધતા જાય છે.

૭ પ્રસંગે કહેલું વાકય, પ્રસંગે વાપરેલું શસ્ત્ર અને પ્રસંગે અલ્પ પણ દ્રષ્ટી એ બધાં કોટી ફળ આપે છે.

૮ જેટલો ભાગ કંઠે ધારી લે તેટલી દોલતનો ધણી તે થાય જેમ કે જેટલી મૂડી અને ભાતુ ગાંઠે બાંધી લે એટલે સુધી જવાની સીદ્ધી થાય.

૯ થોડાક દોષવાળુ અને બહુ લાભવાળુ કાર્ય બુદ્ધિમાને જરૂર કરવું.

૧૦ ઉત્તમને સામથી શુરાને ભેદથી નીચને દામથી અને સમાનને દંડવત પ્રણામથી સધાય છે.

૧૧ પોતાનાં દાન, આહાર, સુકૃત, દ્રવ્ય, ગુણ, દુષ્કર્મ મર્મ, મંત્ર એટલાં પારકાને કહેવાં નહિ.

૧૨ વપુ, વિદ્યા, વચન અને વિભવ એમ વકારથીજ નરની ઉન્નતી છે.

૧૩ ભૂમિપતિ, વર્ષપતિ, બાળક, વૃદ્ધ, તપથી અધિક હોય તે, વિદ્વાન, સ્ત્રી, મૂર્ખ ને ગુરૂ એટલાને ડાહ્યા માણસે સામુ ઉત્તર આપવું નહિ.

૧૪ ભાણા વેવાર ત્યાં નાણા વેવાર ન રાખવો.

૧૫ ન્યાયથી પ્રવર્તતો હોય તેને જનાવરો પણ સહાય થાય પણ અન્યાયથી ચાલનારને બધું તજે છે.

૧૬ ગઈ જુવાની, ગયો વખત, દુશ્મન અને ધંધો ફરી ફરી આવતાં નથી. માટે તે સમયસૂચક સાધવો

૧૭ ક્રોધ ભરી અને લૂખી વાણીનો સદા ત્યાગ કરો.

૧૮ જે દ્રષ્ટીએ પ્રત્યક્ષ દીઠું ન હોય તે મોહથી કરીને માની બેસવું નહિ. અને જે દ્રષ્ટિએ પ્રત્યક્ષ થાય તેમાં પણ યુકતા યુક્તિનો વિચાર કરવો.

૧૯ જોતીષ શાકુના દીને ન ગણકારે તેને ક્ષેમ નથી વૈદકને ન ગણકારે તેને આયુષ્ય નથી નીતિનો દ્વેષ કરે તેને લક્ષ્મી નથી અને ધર્મનો દ્વેષ કરે તેને એમાંનું કશુંએ નથી.

૨૦ વેશ્યા જુગારી પાણી, ભૂપ, ધૂર્ત, નાડીયમ અગ્ની, બિલાડું, બાળક, ને વાંદર એ દશ કોઇ દિવસ આપણાં થાય નહિ. માટે તેનાથી સદા ચેતતા રહેવું.

૨૧ આયુષ્ય, રાજચિત્ત, પિશુન, ધન, ખલ સ્નેહ એટલાને વિકાર પામતાં વાર લાગતી નથી.

૨૨ બ્રાહ્મણ, ગાય, સાંઢ, સ્ત્રી, બાળક, વૃદ્ધ અને રોગીષ્ટ એટલાંને ડાહ્યા માણસે જીવથી મારવાં નહિ.

૨૩ માણસ વહાલુ નથી પણ તેના ગુણ વાલા છે ત્રેવડ ત્રીજો ભાઇ છે.

૨૪ જર જમીન અને જોર એનો ઇતબાર રાખવો નહિ.

૨૫ સ્ત્રી આગળ સાચી વાત કરવી નહિ.

૨૬ પોલીસ ખાતાના સિપાઇની દોસ્તી કરવી નહિ.

૨૭ વિચાર કરી બોલવું સહસા કૃત્ય ન કરવું

૨૮ બેકદર આદમીની નોકરી ન કરવી.

૨૯ ગુલામ ચાકરનો વિશ્વાસ ન રાખવો.

૩૦ કોઇની અદબ ઢાંકવી પણ જોવી નહિ.

૩૧ દુશ્મન સાથે મિત્રતા થાય તો સાવધ રહેવું.

૩૨ સો રૂપિયાનું નુકશાન થતાં સુધી સગાં સાથે કલેશ ન કરતાં સંપ રાખવો.

૩૩ જે જાય દરબાર તેનાં જાય ઘરબાર. માટે કોર્ટે ચઢતાં વિચાર કરવો.

૩૪ વખત નકામો જવા દેવો નહિ તેમજ જે પૈસો બચાવ્યો તે નવો મેળવ્યા બરોબર છે, દમડી દમડી કરતાં રૂપિયો થાય.

૩૫ દુખમાં હીંમત હારવી નહિ અને સુખમાં છકી જવું નહિ.

૩૬ સારાં કાર્યનો સદા અસન્તોષ રાખવો અને પાછળથી તે કર્યું નથી તેમ સમજવું.

૩૭ કોઈ પણ કાર્યમાં કદી નિષ્ફળતા પામવાનો કે સર્વોત્તમ વિજય વિના બીજું કાંઈ પણ થવાનો કદી વિચાર કરવો નહિ.

૩૮ કોઇ દિવસ ઈશ્વરનું સ્મરણ અને પ્રેમ તથા ભકિત પૂર્વક મનવડે નમસ્કાર પણ કર્યા વિના રહેવું નહિ,

૩૯ કોઈ પણ મનુષ્યના અંગીભૂત વિચારોની વચ્ચે આડુ આવવું નહિ.

---

## જાહેર ખબર.

વ્યવહારમાં કુશળતા કેવી રીતે મેળવવી અને તેને માટે કયાં સાધનની જરૂર છે તે સબંધનું પુસ્તક થોડા વખતમાં બહાર પડનાર છે માટે જરૂર હોય તેમણે નીચેના સરનામે નામ નોંધાવવું.

ઈશ્વરલાલ મોહનલાલ.
સાંકડી શેરી.
નાનસા જીવણની પોળ.

# નવી જાહેર ખબર.

સદ્દગૃહસ્થો એક વખત અમારી જાણીતી થયેલી દુકાન મુલાકાત લેવા તસ્દી લેશો અમારે ત્યાં દરેક જાતના ...આ નાખવાનાં તેલો તથા ખુશબોદાર અત્તર, ગુલાબજળ, સરબ મુરબ્બા, તજ, પીપરમીટ, અજમો, એલચી, વિગેરે જાત જાત અરકો તથા પીપરમીટના ફુલ, દાદરનું મલમ, અગરબતી, દંત જાતનું ચુર્ણ વિગેરે માલ સારો અને સસ્તો છુટક તથ યથાબંધ પ્રમાણીકપણે વેચાય છે.

તા. ક. અમારા નામનો માલ પસંદ નહી આવવાથી બદલી આપવામાં આવશે, માટે હમારો માલ ખરીદનારે કોઇ વાતથી મુઝાવું નહી એજ વિનંતી,

**ચમનલાલ મુળચંદ—મુરબ્બાવાળા.**

**ઠે. રીચીરોડ બાળાહનુમાન—અમદાવાદ ૬૦ નં,**

પુસ્તક મળવાનું ઠેકાણું.

**વૈદ્યરાજ હલાધર મોહનલાલ ઠા.**

આજોલ—તા. વિજાપુર.

( ઉત્તર-ગુજરાત )